૭૮૬

# સુમતિ-હાર

## રસીક અને બોધદાયક

## નોવેલ.


લેખક અને પ્રકાશક

મી. તાહેરમોહંમદ કાસમભાઈ નીલકંઠ

કુતીઆણા.



આવૃતી ૧ લી. નકલ ૫૦૦

અમદાવાદ લાલ દરવાજા બાલકોના ખેલવાળા મકાનમાં

આવેલા શ્રી. અમરસિંહજી પ્રી. પ્રેસમાં

પઠાણ નુરખાન અમીરખાન વકીલે છાપ્યા.

કીંમત આના ૬

માનવંતા મેહેરબાન,

ભાઇ અબદુર્રેહમાન અબ્દુલા સુરીયા.

હું આપને આ નાનકડું પુસ્તક અર્પણ કરૂં છું. આપની ઈસ્લામ અર્થે બજાવેલી સેવાઓ, કોમી હમદર્દી વીગેરે સગુણો આપમાં જોઈ, ખુશી થઈ, આ પુસ્તક લખવા વિચાર કર્યો હતો તે ખુદાની મહેરબાનીથી આજ પુરો થાય છે. પુસ્તકનો હેતુ માત્ર સાધારણ રાખી, નોવેલ કથા રૂપમાં લખી છે, જેનો ખાસ હેતુ આપ વાંચકોનું દીલ રંજન કરવાનો છે.

કુતીઆણા. 
૧૫-૧૧-૨૧

તાહેર મોહમદ હાસમભાઇ
નીલકંઠ.

# સુમતિ-હાર.

## પ્રકરણ ૧

ભાનુંનગર તો ખરેખર ભાનું સમાનજ રમણીય હતું પણ તે ફક્ત ત્યાં વસતા એકજ ઉમ્દા કુટુંબના લીધે. આ કુટુંબ લાંબી મુદ્દતથી ગરાસ ભોગવતું આવ્યું હતું અને શાકી કુટુંબથી તે ઓળખાતું હતું. દૈવવાદીશાહ અને ધનવાદીશાહ બંને ભાઈ હતા પણ મતભેદ પડતાં જુદા થયા; જોકે આપસમાં ટંટા પણ હતા પણ બીચારા દૈવવાદીશાહ શાણા અને સદ્દગુણી હોવાથી આબરૂ માત્ર બંધાએલી હતી.

ધનવાદીની એક પુત્રી નામે કુમતિ હતી. આ બાઈ ફેશનેબલ હતાં, ઇંગ્રેજી ભણેલાં હતાં, તેમજ બાઇને ડાન્સ, સંગીત વીગેરેનો ભારે શોખ હતો. કુમતિબાઇની સલાહ મુજબ ધનવાદીશાહે આખી સ્થાવર મીલકત વેચી નાણા કરી તે વ્યાજે આપ્યાં હતાં. જ્યારે દૈવવાદીની પુત્રી સુમતિ સદ્દગુણી, શાંત સ્વભાવી તેમજ સત્યતાથી પુર્ણ ભરેલી હતી. દૈવવાદીશાહ જુની રૂઢી અનુસાર પોતાનો ગરાસ કારભાર ચલાવતા હતા. ધનવાદીશાહ, દૈવવાદીની ખોદણીમાં ભરેલા હતા તેમજ બીચારા જુની રૂઢીના ભાઈની ચેષ્ટા પણ કરતા હતા છતાં દૈવિવાદી બીચારા તેનો બદલો લેવા કોઈ દીવસ પણ વિચાર મનમાં લાવતા નહી.

---

## પ્રકરણ ૨

સુમતીબાઈની સાહેલી હવલ બેન ઇર્ષ્યાળી હતાં; જે બાઈ દૈવવાદીની સુચના અનુસાર, હમેશાં સુમતીને નોયાણાના દરબાર રણુજીતસિંહ ઠાકોરને વરવા પ્રેરતાં હતાં, પણ સુમતીબાઇ વાતને ઉડાવી જવાબ આપતાં નહી !

એક દીવસ હવલ બેને સંતાપી મેલતાં સુમતીબાઇએ જવાબ આપ્યો:—

" હવલ બેન, હું કોઈ શ્રીમંત કે રજવાડાની પરવા કરતી નથી. મારે ગુણ જોઈ વર શોધવો છે પછે ભલેને કંગાલ હોય !

હવલબેન—ગુણ તો શ્રીમંતોમાં હોયજને ?

સુમતીઃ—બેન શ્રીમંતો હમેશાં નિર્ગુણીજ હોય છે પણ ક્વચીત ગુણવાન તો હોય એવી મારી માન્યતા છે પછી ગમે તેમ હોયને !

હવલબેન—અસ્તુ, ત્યારે તમો કોને ગુણવાન સમજો છો ?

સુમતિ—એક અદના પેહેરેદાર ગુણવાદીને ! એજ મારા પંચોપ્રાણ છે.

હવલબેન—અરે બાઈ ! એ બનવું મહા મુસ્કેલ છે ! તમો મોટા ઘરાણાનાં, જ્યારે તે બીચારો રૂ. ૧૦–૧૫ નો નોકર ! એ ભલા ક્યાંથી દઇવિવાદી બાપા માન્ય રાખે ?

સુમતિ—પીતાજી ન માને તો મને એથી કયાં દુઃખ છે ! હું કુમારીકાજ રહીશ.

હવલબેન—તમોએ પણ એમાં એવું વળી શું જોયું છે ?

સુમતિ—જે જોયું છે તે તમને બતાવું તો પછી શું !

હવલબેન—ચાલો ત્યારે.

સુમતિ એક વેપારીનાં વસ્ત્રો ધારણ કરી પુરૂષના વેશમાં તૈયાર થયાં, જ્યારે હવલબેને પણ એમજ કર્યું. રાત્રીનો સમય એટલે આશરે બારનો સુમાર હતો. વરસાદના ઝીણા ઝીણા છાંટા પડતા હતા. ઘોર અંધારૂ હતું. કુતરાં રાડો નાંખતાં હતાં. ગામમાં સુનસાન હતું. અવાજમાં માત્ર નાનાં બચ્ચાં રડતાં સંભળાતાં હતાં; જ્યારે બંને સહેલીયો પુરૂષના વેશમાં મહેલ નીચે આવી ઉભી રહી અને ગુણવાદી પહેરેદાર તરફ જવા વીચાર કરી, પુર્વની તરફ દઇવિવાદીના મહેલ પછવાડે ચાલી જુએ છે તો બંદુક લઇ ગુણવાદી પેહેરેદાર પોતાની ફરજ બજાવી રહ્યો છે.

સુમતિએ રાડોરાડ કરી મૂકી, બૂમો પાડી, ગુણવાદી તરફ જઇ કહ્યું:—" ગુણવાદી તારૂ, ઘર બળી ગયું અને તારો નાનકડો દીકરો અને ધણીયાણી રડતાં ઉભાં છે, તેમણે તમારા તરફ મને ખબર આપવા મોકલ્યો છે.

ગુણવાદી—શું ભાઇ, સાચુ કહો છો !

સુમતિ—હા. સાચું, જાઓ ઉતાવળ કરો.

ગુણવાદી—હાય નસીબ ! પણ વળી આ નવી આફત કયાં હતી ! પ્રભુ, જેવી તારી મરજી ! એક રહેવા ઘર હતું તે પણ સળગાવી દીધું ! ભાઇ, કયાંથી બને ! નીમક જેતું ખાઉં તેનું કામ ન બજાવું તો મારૂ ઘર તો શું પણ મારાં બાળબચ્ચાં, હું અને મારૂં નામો નિશાન સઘળું ભસ્મ થઇ જાય ! આ વખતે કોઇ કારણે–કોઇ પણ તરેહથી મારી ફરજ બજાવ્યા વગર જવાયજ નહી. મારા માલીક–મને પાળવાવાળા દઇવિવાદીના ધનથી ભરેલા મહેલને પડતો મુકી–પહેરો મુકી, મારાથી જવાયજ નહી. પ્રભુ મદદગાર છે. જાઓ, ભાઇ ! મારાથી નહી અવાય ! હવલબેન તેમજ સુમતિ પાછી પોતાના ઘર તરફ ચાલતાં થયાં, ત્યારે સુમતિએ કહ્યું:–કેમ બેન ! ખરા ગુણવાદી કે નહી ?

હવલબેન—હા બેન, એમાં શંકાજ નહી. હું પિતાજીને તમારી ઞ્છા જાહેર કરીશ.

---

## પ્રકરણ ૩

સહવારમાં પેહેરાનો ટાઇમ થયા બાદ ગુણવાદી ઘરે જઇ જુએ છે તો ત્યાં ઘર સહીસલામત છે. છોકરો બાહેર રમતો હતો તેને તેમજ પોતાની સ્ત્રીને રસોડામાં જોઇ ખુશી થયો અને પ્રભુનો આભાર માનવા લાગ્યો. રાત્રે થયેલી બીના પોતાની ધણીયાણીને સંભળાવતાં, તે બંને હસ્યા અને ખાઈ-પી બાહેર આનંદથી બોરાદરો તરફ ગયો.

ગુણવાદીની સ્ત્રીને ક્ષય રોગ હતો જેથી તે બીચારી બહુજ નબળી હાલતમાં હતી. ગુણવાદી જ્યાં ત્યાંથી દોડ કરી ઔષધો લાવીને દેતો પણ કીસમત સારાં હોય તો દવા લાગુ પડે ને ! બીચારી બાઈ અચાનક બીજેજ દીવસે વધુ બીમાર પડી સ્વર્ગવાસી થઈ. ગુણવાદી પર મહા આફત આવી પડી. દશ દીવસની રજા લઈ ઘર વ્યવસ્થા કરવા વિચાર્યું. સુમતિબાઇએ પીતાજીને પોતાની મરજી જાહેર કરવા વિચાર કર્યો.

---

## પ્રકરણ ૪

દઇવિવાદી પોતાની પુત્રીને મોટી ઉમરની જોઇ વિવાહ કરવા ઉતાવળ કરતા હતાજ જ્યારે હવલ એને સુમતિની ઇચ્છા દઇવિવાદીને સંભળાવી ત્યારે તે સાંભળી દઇવિવાદી વીચારમાંજ પડયા અને સુમતિને તેડાવી કહ્યું:—"બેટા, સુમતિ, તારી ઇચ્છા સાંભળી મને અતિ દુઃખ થાય છે. મારો આખો ગરાસ તારા ધણીને હું સોંપાશ પણ ગામ શું કહેશે કે કોઇ સારો જમાઇ મળ્યો નહી."

સુમતિ—પિતાજી, આપ કરતાં મને આબરૂનો વધુ વિચાર છે. છતાં હું માનું છું કે મોટા રાજ્ન કરતાં ગુણવાનની કીંમત અને કીર્તિ વધુ છે. ગુણવાન પતિમાં હું મારૂં વધુ સુખ જોઉં છું, તેમજ વધુ આબરૂ સમજું છું.

દઇવવાદી—તારી મરજી. બેટા, પણ કુમારોનો દરબાર ભરાશે તેમાં પેહેરેદાર ગુણવાદી રહેશે પછી તારી મરજી હોય તેના ગળે હાર નાખી તારો પતિ સમજજે.

દરબાર ભરાણો, ગામોગામના દરબારના શાહજાદાઓ અને શ્રીમંત ગરાસીયાનો કુંવરો હાજર થયા. ધામધુમ ચાલુ હતી, જ્યારે ગુણવાદીને શી ખબર કે સુમતિ મને વર તરીકે હાર અર્પશે ! તે બીચારો રંજમાંજ હતો. હાર અર્પણ કરવાનો વખત થયો. બેંડ, મસક, હારમોનીયમ, તબલા, નગારાં, ડફ વિગેરે વાજીંત્રોના અવાજ શરૂ થયા.

સુમતિ સારો ઉમ્દા જરીન પોશાક પહેરી, દરબારમાં પોતાના ચંદ્રસમ રમણીય મુખથી મોહીત થયેલા કુંવરો સમક્ષ હાજર થઇ અને હાથમાં હાર લઇ બોલી;—

રજવાડા રજ સમાન, વિહિન ગુણુ શરમાય,
પેહેરેદાર છતાં ગુણુ ભર્યા, ગુણવાદી મમ પતિરાય,

એટલું બોલી ગુણવાદીને ગળે સુમતિએ હાર અર્પી, નમસ્કાર કર્યો. ત્યારે ગુણવાદીનો પુત્ર બોલ્યો "ભલા મારી મા કયાં ગઇ બાપા !"

સુમતિ—હું તારી મા ! બેટા, કુમુદ !

હાજર થએલા રજવાડા તેમજ શ્રીમંતોના કુંવરો શરમાઇ ચાલતા થયા અને ગુણવાદીને મહેલમાં લઇ જવામાં આવ્યો.

દઇવવાદી—ગુણવાદી, તમો મારા પુત્ર છો. તમારો હસ્ત મેળાપ થયા બાદ હું મારો આખો ગરાસ તમારા નામે કરી આપીશ.

ગુણવાદી—પીતાશ્રી, હું આપનો અદના પેહેરેદાર હતો, મારાથી આપનો જમાઇ ન બનાય !

સુમતિ—પ્રાણનાથ, આપ વિના બીજો જમાઇ બનેજ નહીં. આપ હવે અચકતા નહી. મારા પિતા તે તમારા પણ ગણાય.

ગુણવાદી—સુમતિ, પણ હું રંક, તમો રાય; એ કયાંથી આપને હમેશાં સહન થશે !

દઇવવાદી—દીકરા, આ તારૂંજ છે ને ?

ગુણવાદી—હા પીતાજી, એમ માનો તો પણ પ્રથમ હસ્ત મેળાપ બાદ, હું પોતાના બળથી કમાઇ, સાત વરસ બાદ ભાનુંનગર આવીશ.

દઇવવાદી—પણ તમારે શા માટે મહેનત કરવી પડે ? મારાથી તમારો મેળાપ પાછો થશે કે નહી ! મારી તો વૃદ્ધાવસ્થા છે.

ગુણવાદી—નહી ! પીતાજી, મારે જવા વગર છુટકો નથી.

સુમતિ—ત્યારે હું પણ સાથેજ આવીશ.

ગુણવાદી—પણ જંગલમાં તું કયાં રખડીશ !

સુમતિ—રખડવું અને તે ખાસ તમારા સાથે, તે તો અમારી સમજ મુજબ રાજમહાલમાં આરામ કરવા સમાન છે.

દઇવવાદી—પણ બેટા મને મુકી બન્ને ચાલ્યાં જશો !

ગુણવાદી—આશીર્વાદ આપો તો પિતાજી અમો વહેલા પાછા આવીશું.

દઇવવાદી—ભલે બાપા, તમારી મરજી, પ્રભુ તમારો વિજય કરો.

વિવાહની તૈયારી થઇ, મંડપ, જંગી અને શુશોભીત બનાવવામાં આવ્યો, નાયકાઓના મુજરા શરૂ થયા. બેંડવાજા, ડફ, નગારાના ધડાકા શરૂ થયા અને બહુ ઠાઠ સાથે ગુણવાદી અને સુમતિનાં લગ્ન થયાં.

# પ્રકરણ ૫

વિવાહ થયા બાદ રાજા માંગી સુમતિ, ગુણવાદી સાથે ચાલતી થઇ. કુમુદ પણ સાથે ચાલ્યો. જંગલમાં ચાલતાં ચાલતાં થાકી ગયાં પણ કમાઈ ખાવાનું મળ્યું નહી. મધ્ય જંગલમાં આવ્યાં તો એક શીકાર માટે આવેલો રાજા શીકાર ખેલી રહ્યો હતો ત્યાં ગુણવાદી ઊભો રહ્યો અને કુમદ અને સુમતિ વાવ ઉપર પાણી પીવા ગયાં. હજુ તે પાછાં ફર્યા નહી તેટલામાં તે શીકાર કરતો રાજા વાઘના પંજામાં ફસાણો. લાકડી લઇને ગુણવાદી તે રાજાને વાઘથી બચાવવા ધસે છે ત્યાં સુમતિ બોલી—"પ્રાણનાથ ! ચાલો, ચાલો, દોડો, દોડો, આપણો કુમુદ વાવમાં પડી ગયો."

ગુણવાદી—આ લાખનો પાલનહાર રાજા મરે છે એની જાન કરતાં કુમુદની જાન વધુ નથી. જા, આ પાઘડી લઇ જા; જો બચે તો બચાવ નહીં તો ઇશ્વરઇચ્છા પણ મારાથી તો અવાય તેમ નથી.

પાઘડી લઇ સુમતી વાવ તરફ ગઇ પાઘડી નાંખી કે તરતજ કુમુદે પકડી લીધી અને સુમતિએ ખેંચી કુમુદને બાહર કાઢી લીધો; દોડતાં ગુણવાદી તરફ મા અને પુત્ર જઇ પહોંચ્યા.

કુમુદ—બાપા ! બાપા ! મને પ્રભુએ બચાવ્યો.

ગુણવાદી—પ્રભુની અનહદ કૃપા થઇ બેટા ! જો, આ મહારાજાને પણ પ્રભુએ બચાવ્યા !

રાજા—કોણ ? આ તમારો પુત્ર છે ?

ગુણવાદી—હા, મહારાજ.

રાજા—અને આ તમારી અર્ધાંગના છે ?

ગુણવાદી—હા, રાજન ! આપની દાસી.

રાજા—કહો સાહેબ, આપનું નામ શું ?

ગુણવાદી—મને ગુણવાદી કહે છે.

રાજા—ખરેખર આપ ગુણવાદીજ છો. તમોએ તમારા પુત્ર કરતાં મને વધુ ચાહ્યો અને મારી જાન બચાવી. તમારો આભાર ભૂલી શકાય તેમ નથી. ગુણવાદી, મને પુત્ર કે પુત્રી નથી; તમો મારા પુત્ર છો અને મારૂં રાજ્ય તે તમારૂં રાજ્ય છે. હું નંદકુમાર રાજા છું. મારી રાજધાની સુર્યનગર છે. ચાલો, તમને ત્યાં લઇ જઇ રાજ્યાભિષેક કરૂં અને તમને રાજ્ય અર્પું.

ગુણવાદી—મહારાજ, મેં મારી ફરજ બજાવી છે. આપની હયાતીમાં હું રાજ્ય ભોગવું એ મને વ્યાજબી જણાતું નથી.

રાજા—બીલકુલ વ્યાજબી છે. મારા પુત્રને, મારા રૂબરૂ, મારી નજર સામે સારી રીતે રાજ્ય કરતાં જોઇ, મને આનંદ થાય તે માટેજ મારા જીવતાં તમને ગાદી આપું છું.

બધા સુવર્ણનગર તરફ રવાના થયા. રથપર બેસી ચાલતા થયા ત્યારે સુમતિની ખુશીનો પારજ રહ્યો નહી. સુમતિની ધારણા અને ગુણોનો પ્રેમપાત્ર યશસ્વી થયો એ જોઇ સુમતિને આનંદ થયો. કુમુદને લઇ તેઓ મેહેલમાં ઉતર્યા. જમ્યા બાદ શાહી લીબાસો સુમતિએ તેમજ ગુણવાદીએ પેહર્યા. જરીનથી ભરપુર કપડાં કુમુદને પહેરાવ્યાં. ગામમાં આનંદ આનંદ થઇ ગયો. તોપોના અવાજ થવા લાગ્યા. રાજ્યાભિષેકની તૈયારી થવા માંડી રાજા નંદકુમારે આનંદમાં મોટા મોટા રજવાડાઓને આમંત્રણ કરવા માણસો રવાના કર્યા. દયાવવાદી, ધનવાદીને પણ આમંત્રણ કરવામાં આવ્યું, દયાવવાદી આનંદ પામ્યા છતાં બીમારીને સબબે આવી શકયા નહી. ધનવાદી, કુમતિને બળતરા થવા માંડી. જ્યારે હવલબેન આનંદથી મોટાં મોટાં ભારે બક્ષીસ માટે કપડાં લઇ આવ્યાં. નીમેલ તારીખે આનંદથી રાજ્યાભિષેક થયો અને ગુણવાદીએ ન્યાયથી રાજ્યવહીવટ ચલાવી રઇયતનો સારો વિશ્વાસ અને ઇજ્જત મેળવી.

## પ્રકરણ ૬

કુમતિની શીખવણીથી ફરેબ કરી, ધનવાદીએ દયાવવાદીનું આખું સ્ટેટ પોતાના કબજામાં કરી લીધું, અને બીચારા ઘરડાને પાગલ સમજી બેડી નાખી, એક ખુણે બેસાડી દીધો.

કુમતિ ચંચળ હતી તેણીએ આબરૂપર દાઘ બેસાડયો. ધનવાદી શરમાઇ બળાત્કારે માર્યો ગયો જ્યારે આ ચંચળ કુમતિએ ધાંધલ શરૂ કરી લાગતા વળગતા કુટુંબીઓને વિષ આપી મારી નાખ્યાં. સુમતિને સુખમાં જોઇ તે મનમાં નારાજ થતી. હવલબેન પાછાં ભાનુનગર આવતાં કુમતિએ સુમતિની હાલત પુછી. જ્યારે હવલબેને આનંદથી બધી વાત કહી સંભળાવી, ત્યારે કુમતિ મનમાં બહુજ બળવા લાગી.

કુમતિનો રાખેલો યાર, મનસુર મહા છાકટો હતો તેને કુમતિએ કહ્યું:—પ્રાણનાથ, તમો દવા વેચનાર સોદાગર બની સુવર્ણનગરે ચાલો. આપ સોદાગર અને હું વેષ્યા બની,સુમતિને રસ્તે લગાડીયે તો મને શાંતી થાય.

મનસુર—ચાલો, તૈયાર છીએ.

માલમતા, કપડાં લઇ, બન્ને જણ સુવર્ણનગરે આવી પહોંચ્યાં. સોદાગર દવાઓ લઇ મહેલમાં હાજર થયો. ગુણવાદીએ કાંઇક દવાઓ ખરીદી અને બીજે દીવસે આવવા ફરમાવ્યું.

## પ્રકરણ ૭

સુવર્ણનગરના જાણીતા અને નામચીન ઝવેરી નુરમામદ શેઠના જુસબભાઇ, બદમાશીમાં વખણાતા હતા જુસબભાઇએ રેહમાન અરબની સલાહથી તીજોરી તોડી, એક હીરાનો હાર કાઢી, મોતીજાન ... નાયકા પાસે રેહમાનને લઇ સંગીત સાંભળવા ગયો.

મોતીજાન—હુજુર, આજ બહોત દેરસે આયે!

જુસબ—જરા કામમેં થા.

રહેમાન—કામ તો ગાડે ભરભરકે કીયા હય!

મોતીજાન—હાં, શેઠ લોગ હંય, બેપારમેં હજારો કામ કરતે હંય.

રેહમાન—શેઠ કયા જાને બેપાર કયા બલા હય! કીસ ગધ્ધેકો બેપાર કહેંતે હંય!

જુસબ—અબ ચુપ! બેઠને મોતીજાન, હોને દો.

કવ્વાલી.

મોતીજાન—મેરે દીલદારસે મેરી લડાઈ હોનેવાલી હય,
ન હસતે બોલતે પ્યારે, ન કરતે બાત મોહબ્બતકી,
બહોત દીન તો રહી મીલતી જુદાઇ હોનેવાલી હય,
હમકો છોડ ઇધર આશ્રમ, કરતે હય પ્યાર સકિ તનસે,
જુદા હય દિલ હમારા અબ, બુરાઈ હોને વાલી હય.

જુસબ શેઠ—વાહ, જાન વાહ!

ફિરતાદ—વાહ બેટી, વાહ, શાબાસ!

જુસબ—શેઠ–યે ભેરવી તો ખુબ સુનાઇ.

રેહમાન—ગધ્ધા કયા જાને જાફરાનકી કદર!

ગાયન.

મોતીજાન—
પીયારે મેરે મોતીકી કંઠી,
કંઠી યે મેં દીલ્હીસે લાઇ,
ગલેમેં લગે મોરે ઠંડી——　　　પીયારે.
કંઠી યે મેરી કીસને ચુરાઇ,
મોતનકી બાજે ઉસમેં ઘંટી——　　　પીયારે.

જુસબ શેઠ—કંઠી કંઠી કયા કરતી હય? લે યે કંઠી! એમ કહી જુસબ શેઠે હીરાનો હાર મોતીજાનને આપી દીધો.

રેહમાન—અબતો બહોત રોજકી હો ગઇ બંટી.

જુસબ શેઠ—ચલો રેહમાન, વખ્ત હો ગયા. સલામ કરી બંને ચાલતા થયા.

## પ્રકરણ ૮

મોતીજાનનો દીલપસંદ રાખેલો યાર, જુસબ શેઠ સાથેનો રેહમાન્યો હતો. તેને આ કંઠી મોતીજાને વેચવા આપી, પણ રેહમાનને કંઠી મળતાં, તેની દીલપસંદ પુંજારીની સ્ત્રી ચંચળાને તે દેવા ગયો, રસ્તામાંજ ચંચળા પાણી ભરવા જતાં મળી, રહેમાને હાથ પકડયો.

ગાયન.

ચંચળા—હાથ મુકોને દીલદાર રસીયા,
છેડો તાણશો ફાટશે મારી સાડી
મારો ધણી કરશે રાડોરાડ—રસીયા.
હાથ ન નાખો મારા ગલાપર
મારો મોતીનો તુટશે હાર —રસીયા.
મટકામાં પાણી નથી એક છાંટો
પુજારી કરશે મારો માર —રસીયા.
રેહમાન—પીયારી લંબે લંબે બાલ તોરે ગોરેસે ગાલ
તોરે ગાલોંપે જાઉં નીસાર —કામીનીયા.
ચંચળા—મશ્કરી કરશો ખાશો તમાચો
જાવો મારા જોબન શણગાર —રસીયા.

ચુંબન લઇ, વાતચીત કરી, ચંચળાને હાર આપી, રેહમાન ચાલતો થયો.

## પ્રકરણ ૯

કુમતિની સલાહ મુજબ મનસુર હમેશાં દવાઓ લઇ, ગુણવાદી પાસે જતો તેથી બન્ને વચ્ચે મિત્રાચારી થઇ. એક વખત ખુશાલીને સમયે સોદાગર મનસુર સમક્ષ ગુણવાદીએ નજર નાયકાને મુજરા માટે તેડી લાવવા કહ્યું. જ્યારે વચમાં સોદાગરે કહ્યું કે રાધા નામની ઉત્તમ ગાવાવાળી અત્રે આવી છે, તે બહાર દરવાજા પાસે ઉતરી છે. એને તેડાવવા સલાહ આપી. માણસ રાધાને તેડવા ગયો.*

વાંચકો, આ રાધા કુમતિ હતી, તે ધ્યાનમાં રાખજો.

રાધા આવી, અભિનંદન કરી, મુજરો કરવા બેઠી. ગાયનકળામાં રાધા કુશળ હતી.. ગુણવાદી ખુશ થયો અને દીલપસંદ ઇનામ માંગવા કહ્યું; જ્યારે રાધાએ વચન માગ્યું, જે છેવટે ગુણવાદીએ આપ્યું.

ગુણવાદી—વચન તો માગ્યું તે આપ્યું પણ વચન શાનું?

રાધા—પ્રાણનાથ, મને વરવાનું.

ગુણવાદી—મારે થઇ! રાધા એ નહીં બને!

રાધા—ત્યારે આપે વચન ભંગ કર્યોને?

ગુણવાદી—દીલગીર છું કે! એ પણ મારાથી બને નહીં.

રાધા—ત્યારે કરો મારાથી હસ્ત મેળાપ!

બીચારા રાજાએ હસ્તમેળાપ કર્યો પણ સુમતિને ભારે રંજ થયો. હવલબેનને સુમતિએ તેડાવવાથી તે પણ આવી પોંહચી હતી અને આ પ્રપંચથી માહેતગાર પણ થઇ ચુકી હતી.

## પ્રકરણ ૧૦

ચંચળાએ ઘેર જઇ હાર ટ્રંકમાં મુકયો, તે પુજારીએ છુપી રીતે જોઇ લીધું. ચંચળા બાહેર ગઇ ત્યારે તે હાર પેટી સહીત પુજારીએ લઈ રોકડા કરવાનો વિચાર કર્યો. પેટી કયાંક મુકી, હાર લઇ, નુરમાહમદ શેઠ ઝવેરીને ત્યાં કીંમત અંકાવવા ગયો.

નુરમામદ શેઠ; હારને હાથમાં લઇ બોલ્યા-પુજારી આ હાર કયાંથી લાવ્યા ?

પુજારી—મારા ઘરમાં હતો.

નુરમામદ—ખોટું બોલતા નહીં. જા કરીમ ! પોલીસને બોલાવ.

બીચારો પુજારી થરથરવા લાગ્યો.

પુજારી—એ હાર મારો છે.

નુરમામદશેઠ—પોલીસ, લ્યો આ હાર અને આ જુઓ પુજારી ! મારો હાર આજ દસ દીવસથી ખોવાણો છે.

આ પુજારી મારે ત્યાં કીંમત અંકાવવા લાવ્યો હતો. પોલીસે હાર અને પુજારી બંનેને કોર્ટમાં હાજર કર્યા. નુરમામદ શેઠની ફર્યાદ નોંધાણી.

---

## પ્રકરણ ૧૧

ગુણવાદીની પ્રીતી રાધા તરફ વધુ થઇ ગઇ અને કવચીતજ સુમતિના મહેલમાં તે આવતો. એક દીવસ સુમતિની તબીયત સારી ન હતી જેથી તે જોવા આવ્યો ત્યારે સુમતિ બોલી:—

પ્રાણનાથ ! આ તમારી રાધા સાથેને સાથે ! જ્યારે એક વખત હઇયાના હાર સમાન આ સુમતિ હતી; તે બીચારી તમારી યાદીમાંજ રહે તે કેવો ભલા ન્યાય ?

રાધા—મને ખબર છે કે સુમતિ મને બોલ્યા વગર રહે નહી !

હવલબેન—આજકાલની તું બોલ, ત્યારે સુમતિનો શો વાંક છે ? હું તને ઓળખું છું, તું વળી ભુલતી નહી !

રાધા—અરે રામ, મેં તમને કદી જોયાં નથી.

હવલબેન—છતાં મેં તને ઓળખી રાખી છે. બેન, તારી સાથે અમે આખું નાનપણું ગુમાવ્યું છે.

ગુણવાદી—હવલબેન, આ કોણ છે ?

હવલબેન—જુઓ મહારાજ, આપ ચુપ ઉભા રહેજો અને આ કુલટા રાધા પણ ચુપ ઉભી રહે તો હું બતાવું. ગુણવાદી હસીને બોલ્યા.

" ભલે " બંને ગુપચુપ રહ્યાં.

મનસુર સોદાગરને તેડાવી હવલબેને કહ્યું—

સોદાગર, કેમ ? બોલો ! તમો મનસુર કે ?

સોદાગર ચુપજ રહ્યો.

હવલબેન—કહો, નહીં તો રાજા અને રાધા સમાન તમને પણ જીભ વગરના કરીશ.

મનસુર—હા બહેન.

હવલબેન—તમે ભલા મને ઓળખો છો કે ?

મનસુર—હા, તમો હવલબેન.

હવલબેન—ત્યારે આ-પેલી તમારી રાખેલી કુમતિ કે નહી ?

મનસુર ચુપ રહ્યો.

હવલબેન—( ફટકો મારી ) બોલ, બદમાશ ! આ કોણ ?

મનસુર—હા, મારી રાખેલ કુમતિ-ધનવાદીની પુત્રી.

રાધા—સોદાગર, હું તમને કયાં ઓળખું છું ! ગુણવાદી એ બધું સાંભળી એકદમ ગરમ થઇ ગયા અને બોલ્યા.

શું, આ પ્રપંચ ! અમારી સાથે ! સુમતિ સાથે ! રાંડ બદમાશ ! તને પીલી નાખી તેલ કાઢીશ. ઓ મનસુર, ગુલામ, આ ઠગબાજી ?

બોલો સુમતિ તમે કહો તે સજા આ નીચોને આપું.

સુમતિ—પ્રાણુનાથ કાંઇ નહી.

મારો પિતા દઇવવાદી છે. મારા પિતાના દઇવ સારા હશે તો મને દુઃખ નહીં થાય. આ રાંડે તો મારા પિતાને ગાંડા ઠરાવી બેડી નાખી છે. આખો ગરાસ તેના પિતાએ લઇ લીધો છે. એના પિતા ધનવાદી મરણ પામ્યા એ બધું આ કુલટાના હાથે થયું છે. બદમાશનું કાળું મોઢું કરી, સુવર્ણનગર તેમજ ભાનુનગરમાં ફેરવો; મનસુરને બે વરસની સજા કરો; પણ મારા પીતાને છોડાવી મારી સામે લાવો. કુલટાનો તેમજ આપણો ગરાસ કબજામાં કરો અને આ કુલટાને બે વરસ કેદ ભોગવ્યા પછી મનસુર સાથે હસ્તમેળાપ કરાવી આપો. કુમતિ, જા ! બેશરમ મોઢું બાળ ! કાળું મોઢું કરી કુમતિને આખા ગામમાં ફેરવવામાં આવી. તેવીજ રીતે ભાનુનગરમાં પણ તેવુંજ થયું અને આખો ગરાસ કબજામાં કરી, દઇવવાદીને સુવર્ણ નગરમાં તેડી લાવવામાં આવ્યા.

## પ્રકરણ ૧૨

હવલબેને શોધી આપેલ પ્રપંચ, આખા ગામમાં સંભળાવવામાં આવ્યો અને બધા એકી અવાજે હવલબેનને વખાણવા લાગ્યા. ગુણવાદી ખુદ તેમની તારીફ કરતા હતા. બન્યું એમ કે નુરમામદ શેઠ વાળી ફરીયાદ પણ રજુ થઇ અને મહારાજાએ હવલબેનને તેનો નીવેડો કરવા ફરમાવ્યું.

હવલબેન— ખુશીથી.

કેસ.

સાહેબો, આજ મારા માનવંતા ભાઇ-મહારાજા સાહેબે મને આ કેસ ચલાવવા બહાલી આપી એથી એમ ન સમજવું કે મહારાજા કાંઈ કામ કરી શકતા નથી, પણ તે મારી હોંશીઆરી-અક્કલ જુએ છે. મારા કામમાં મને ખુદા-પ્રભુ યશસ્વી કરો.

બોલો, નુરમામદ શેઠ! આ તમારોજ હાર શા આધારે?

નુરમાહમદ—મને નામદાર નંદકુમાર મહારાજાએ આપ્યો છે.

હવલબેન— ખરૂં કે? અરે ભાઇ, આ હાર " સુમતિહાર " કહેવાતો હતો એ તો નહી ને?

નુરમામદ—હા બેનજી, એવું કહેવાય છે કે આ હાર સુવર્ણનગરની રાણી સુમતિનેજ આપવો અને તેજ પહેરી શકશે, બીજાથી નહી પેહરાય!

મારો તો મહારાજાની સેવામાં હાજર કરવા વિચાર હતો પણ ચોરાઇ ગયો, એની પછી શી વાત?

હવલબેન—એટલું બધું હું નથી પુછતી.

કેમ પુજારી, એ! રામકતડયા, આ કયાંથી લાવ્યો?

પુજારી—એ તો મારો છે, મારી પેટીમાં હતો.

હવલબેન—સાચું બોલ કયાં હતો? કોનો છે એ હું પુછતી નથી. કયાંથી લાવ્યો?

પુજારી—મારી બઇરીની પેટીમાંથી.

હવલબેન—એની બૈરી કોણ છે?

ચંચળા—હાજર છું, સાહેબ.

હવલબેન—તમારૂં નામ શું છે?

ચંચળા—ચંચળા.

હવલબેન—આ હાર કયાંથી લાવી, બેન?

ચંચળા—એ તો મારા ઘરમાં હતો.

હવલબેન—આવ્યો કયાંથી? કોની પાસેથી?

ચંચળા—રેહમાન પાસેથી.

હવલબેન—જાઓ, સીપાઈ! રહેમાનને ઓળખી-શોધી અહીં આગળ હાજર કરો.

ચંચળા—ઉધીવાડામાં રહે છે. ( સીપાઇ, રહેમાનને હાજર કરે છે. )

રહેમાન—કયા સાબ!

હવલબેન—કોણ રેહેમાન! અદબ કરકે બોલ; મુછપરકા બલ
ર જાયગા! બોલ, યે હાર કહાંસે લાયા?

રહેમાન—બાપુ, મેને ચોરી નહી કી; મુઝે તો રંડીને દીયા હય.

હવલબેન—કોનસી રંડીને ?

રેહમાન—મોતીજાનને.

હવલબેન—કયા રાખા તો નહી ને ! પણ તેં ચંચળાને આ હાર કેમ આપ્યો ? સીપાઇઓ મોતીજાનને હાજર કરો.

રેહમાન—કયા કરૂં ! ઘરમેં ન રખ સકા; મેરે ઘરમેં પેહનનેવાલી તો એક હયને ?

મોતીજાન—ફરમાઇએ હુજુર, તાબેદાર હાજર હય.

હવલબેન—કયું એ છોટીયાં, યે હાર કહાંસે ?

મોતીજાન—અજી યે કયા પુછતે હો ? અયસે હાર લાખોં આયે ઓર ગયે બી ! કયા માલુમ યે કીસને દીયા હય ?

હવલબેન—સીપાઇઓ ! એને ફટકા મારો. રાંડ સાચું નહી બોલે.

મોતીજાન—શાયદ, જુસબ શેઠને.....દેખીયે, યે શેઠ ખડે હંય ઉનકે સાહેબજાદેને દીયા હય.

હવલબેન—જાવો, તેડાવો એને.

મોતી ! "શાયદ" સે જયસા કે તુજે શક હય ! સચ બોલ !

મોતીજાન—સચ કહેતી હું સરકાર. ( જુસબ આવે છે. )

જુસબ—શું સાહેબ !

હવલબેન—કેમ ? આ હાર તેંજ ત્રીજોરીમાંથી ચોર્યો કે ?

જુસબ—હા, પણ રહેમાનના કહેવાથી.

રહેમાન—તુઝે કુવેમેં ડુબનેકા કહુ તો તું ડુબેગા ? ડુબ મરને સાલે કમુર !

હવલબેન—ચુપ ! બેસ !

૧ બધા આરોપીને હાથ કડી નાખો.

૨ અર્ધા ભુરા અને અર્ધા કાળા મોઢાં કરી, બજારના ચોકમાં ઉભા કરી નગારાં ઠોકાવો.

૪ બબ્બે વરસની સખ્ત સજા આપું છું આ બધા ચોર, બદમાશ અને વ્યભિચારી છે.

૪ પુજારી ખોટું બોલ્યો છે, તેને છો માસની સજા.

દરબાર ખલાસ થયો.

ગુણવાદીએ હાર આઠ લાખમાં નુરમામદ શેઠ પાસેથી વેચાતો લીધો. જે સુમતિ રાણીજ પહેરે. જો બીજી સ્ત્રી પેહરે તો તે ન પેહરતાં ઇશ્કબાજીમાં બીજાને આપે, તે ત્રીજાને આપે, એવી આ હાર વિશે લાંબા વખતથી દંતકથા છે તે ખરી નીવડી છે. અસ્તુ ! વાંચકો, પ્રપંચીઓની હાલત, તેમજ વ્યભીચારીઓની હાલત તમોએ જોઇ લીધી. પરીણામ કેવાં આવ્યાં તે કુમતિ, મનસુર, મોતીજાન, ચંચળ રેહમાન, જુસબ વીગેરેના હાલથી જોઇ શકયા હશો.

ટીકીટા બીડી તુરત મંગાવો. ઉમ્દા તક વિસરતા નહીં.

# તારીક.

ઇલ્મ, સંપ, મિત્રતા, હમદર્દી, સંસ્થા, જ્ઞાન અને વાંચન
વીગેરે વિષયોપર અનેક લેખકોના અસરકારક
નિબંધો ( ભાષણો )

કીંમત, આના ૪

**અનજુમને ઇખ્વતુલ ઇસ્લામ, કુતીયાણાના**
**સેક્રેટરી પાસેથી મળશે.**

સર્વે ઇસ્લામીયોને અરજ કરવામાં આવે છે કે

# અનજુમને ઇખવતુલ ઇસ્લામને

તથા

## મદરસએ ઇસ્લામીયાને પોતાથી બનતી

મદદ કરો.

(૧) તાહેર કાસમભાઈ નાગપુરવાલા

(૨) અબદુરેહમાન અબદુલા મુરીયા

સે. અં. ઇ. ઇ. કુતિયાણા.